# જ્ઞાતિધા

દશાશ્રીમાળી વાણિયા સંબંધી

કાઠિયાવાડ પ્રાંતના દશાશ્રીમાળી વાણિ

બનાવનાર,

બગસરા, અમરેલી, કુંડલા, અને ધારઈ.

મહાજન સદગ્રહસ્થો.

છપાવી પ્રસિદ્ધ કર્ત્તા.

તાલુકે બગસરા દશાશ્રીમાળી મહાજન.

આવૃત્તિ ૧ લી

અમદાવાદ.

યુનાઈટેડ પ્રિંટીંગ અને જનરલ એજન્સી
કંપની "લીમીટેડ" ના પ્રેસમાં
રણછોડલાલ ગંગારામે છાપ્યો.

સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કિંમત રૂ. ૦-૪-૦.

# પ્રસ્તાવના.

---

હે પ્રીય જ્ઞાતિબંધુઓ ! આપણા દશાશ્રીમાળી વાણિયાની નાત સંબંધમાં અમુક રીતે વર્તવા બાબતનો કાંઈપણ નીયમ નહીં હોવાથી અને આગળના થએલા નીયમોમાં કેટલેક દરજ્જે ફેરફાર પડી જવાથી, જ્ઞાતિભાઇઓને ઘણીજ અગવડતા ખમવી પડેછે, એમ સૌના જોવા જાણવામાં આવતાં સંવત ૧૯૩૫ ના પોસ સુદ ૧૧ ગુરૂવારે સ્વસ્થાન જુનાગઢના મહાલ બેંસાણ તાબાના ગામ મોજે હડમતિયા મુકામે શા. પરશોતમ મુળજીના કારજમાં ઘણાં ગામોનાં મહાજનનાં અનુમતથી એક ધારો ઘડાએલો હતો, પરંતુ તે ધારાનો આજ સુધી જેવો જોઈઓ તેવો અમલ નહીં હોવાથી હાલમાં સંવત ૧૯૪૪ ના કારતક વદ ૧૦ ના રોજ આંહીં. (બગસરા મુકામે) મેઘાણી પ્રેમજી ધનજીના કારજમાં જ્ઞાતિ ભાઇઓનો મોટો મેળાવડો થએલો ત્યારે સર્વ ભાઇઓ તરફથી જ્ઞાતિસંબંધીના ધારા તુરત અમલમાં લાવવા હોંશ બતાવતાં અને તે ધારા અમલમાં લેવરાવવા બગસરા અમરેલી કુંડલા ધારઈના મહાજનોને ભલામણ કરતાં તેમજ તે સંબંધી સરવેના મત લેઈ ધારા ઘડી બહાર પાડવા આંહીના મહાજનને ભલામણ કરતાં બગસરાના મહાજન તરફથી તે ભલામણ મંજુર કરી હાલ અમરેલી કુંડલા ધારઇના મહાજનનાં અભીપ્રાય મંગાવી ચારે ગામોના

મહાજન એકમત થઈ જ્ઞાતિ સંબંધીનો ધારો ઘડવામાં આવ્યોછે, તો આ ધારાનો અમલ બગસરા અમરેલી કુડલાં અને ધારઇ એ ચાર ગામોમાં તેમજ એ ચાર ગામોના મહાજનના મતમાં જે જે ગામોના મહાજન વરતે છે, તેમણે આ ધારાનો અમલ બરાબર રીતેજ કરવાનો છે. તે સીવાય બીજા ગામોના મહાજનોને આ ધારો મંજુર કરી પોતાના ગામોમાં ચલવવા મરજી હશે તો આંહીં તરફથી બીલકુલ પ્રતિબંધ નથી. પરંતું એટલું તો કરવું અવસ્યનુંછે કે તેઓ સાહેબે એ બાબતમાં આંહીના મહાજનને સદરહુ ધારો ચલવવા બાબત ખબર આપવા એમ અમારી ખાસ ભલામણ છે.

વીનંતીજ્ઞાતિ.
સુભેચ્છક.



# શ્રી

# જ્ઞાતિધારો.

## દશાશ્રીમાળી વાણીયાની નાત સંબંધી.

### પ્રારંભ.

આ ધારો સંવત ૧૯૪૪ ના મહા સુદ ૨ થી અમલમાં આવશે, માટે જ્ઞાતિબંધુઓએ તે તારીખથી આ ધારામાં લખ્યા મુજબ વર્તવું.

નાત બંદોબસ્ત સંબંધી બગસરા, અમરેલી, કુંડલા, અને ધારઈ એમ ચારે ગામોના મહાજનોએ પુખ્તપણે વીચાર કરી ખરેખરી અને ખાત્રી બંધ વાત ખરા દીલથી ખ્યાલમાં લેઈ સૌ ભાઇઓની રજાથી એકત્ર મત કરી નાતમાં ધોરણ અને ધારા હવેથી ચલાવવા બાબતમાં જે નીરાકરણ કર્યું; તેની કલમવાર બીનાનું બ્યાન નીચે મુજબ આપવામાં આવે છે.

૧ સગપણ થયા બાદ સમુરતું લઈ આવે ત્યારે, તથા કન્યાના માવતર તરફથી પેહેલું આણું વાળવા આવે ત્યારે, તેમજ વરનાં માવતર તરફથી પેહેલું આણું તેડવા આવે ત્યારે, જમવા જમાડવાની બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવે છે.

હાલ સુધી ઉપર બતાવેલા તમામ વખતમાં આવેલા પ-

શેણાને જ્યાં સુધી રોકે ત્યાં સુધી બેઈ ટંક મીઠાઈ જમા-ડવા રીવાજ હતો, તે રીવાજ બંધ કરવામાં આવેછે. અને તેને બદલે એમ ઠરાવવામાં આવે છે કે, જે દીવસે મેમાન આવે તે દીવસે સાંજે મીઠાઈ જમાડવી ત્યારબાદ સવારે મીઠાઈ વીગેરે અને સાંજે ફકત ભાત દાળ જમાડવાં.

આ નીયમ વીરૂધ કોઈ વરતશે તો તેની પાસેથી તે ગા-મનું મહાજન ધરમાદામાં ગુન્હેગારી બદલ રૂપિયા ૫ પાંચ લેશે.

આ કલમ વીવાહમાં લાગુ નથી. માટે વીવાહમાં હમેશાનાં દસ્તુર પ્રમાણે જમાડવા રીવાજ રાખવો.

૨ વરના માવતર તરફથી મોડું સમુરતું લાવે તેમાં જે જે પ્રમાણે લાવવું અને વર્તવું તે નીચે મુજબ હકીકત બતાવી છે.

ચુંદડી ૧ કસુંબલ છેડાળી, તથા કમખા નંગ. ૫ પાંચ તેમાં નંગ ૧ નીલી અતલસનો તુઈદાર તથા નંગ. ૨ બે કીનખાપના કીંમત રૂપિયા ત્રણથી પાંચ સુધીના તથા કમ-ખા નંગ ૨ બે અતલસના કીંમત રૂપિયા દોઢથી બે સુધી-ના, તથા ઘડી ગજ ૦ાા પોણી તથા ચરણીયા નંગ. ૨ બે અતલસના તેમાં નંગ ૧ અતલસનો ઘડીઆળો તેની કીંમ-ત ગજ ૧ ના રૂપિયા દોઢથી બે સુધી તથા નંગ ૧ અત-લસનો, તથા રેશમી ઓઢણી નંગ ૧ એક કીંમત રૂપિયા ૧૩ તેર સુધીની, તથા પછેડી નંગ ૧ છેડાળી, તથા મી-ઠાઈ શેર ૫ પાંચ, તથા સોપારી શેર ૫ પાંચ, તથા ડાબલી.

ચું નંગ ૪ ચાર, તથા પડા નંગ ચાર, તથા નાડાં, ચાંદલ્લાં, દસ્તુર પરમાણે તથા માટલીના દાદના ત્રાસમાં તથા ચુંદડીને છેડે તથા હાથમાં આપવા તે સહીત તે વખતની કુલ લેવદેવની રકમ રૂપિઆ ૧૨ બાર ઠરાવવામાં આવ્યા છે.

જમાઇનો ભાગ કન્યાના માવતર તરફથી આપવો તેમાં તેની મરજી હોય તે તેની મરજી મુજબ લુગડાં કરે, અગર તેમ ન કરેતો તે બદલ રૂપૈયા ૬ છ રોકડા આપે. અને સીખનું તેની મરજી પ્રમાણે આપે,

૩ લાડ લુગડાં તથા સમુરતું લઈ આવે ત્યારે, તેમજ વરકન્યાનાં માવતર તરફથી આણું વાળવા આવે ત્યારે, મોળું ભાતું નાખવા રીવાજ છે, તે ફક્ત જેને ઘેર મેમાન આવ્યા હોય તેમણેજ મોળું ભાતું નાખવું. ને બીજા કોઇએ મોળું ભાતું નાખવું નહીં.

૪ લાડ લુગડામાં કમખી ૧ એક અતલસની તથા ઘાઘરી નંગ એક અતલસની, તથા ચુંદડી નંગ ૧ કસુંબલ તારાળી, અથવા રેશમી ઓઢણી નાની એ પ્રમાણે લુઘડાં લેવા અને રૂપિયા ત્રણ રોકડા લેવા, તેમાંથી રૂપિઓ અરધો ત્રાંસમાં પાછો મુકવો.

૫ પરણાના, વખતે વરણાનો સામાન લઈ આવવો તથા જે જે દાદ, તે વખતનો લેવો દેવો તેની વીગત તથા જાન આવે ત્યારથી તે છેવટ સુધીમાં સીખ આપી જાન વીદાય થાય ત્યાંસુધીમાં જે પ્રમાણે વર્તવું તે નીચે મુજબ.

૧ વરકન્યાનાં માવતર જે વખતે માંડવાનું મુહુરત સાંચવે તે વખતે માંડવાની બાબતનો મહાજનનો દાદ સુકવી પરવાનગી લેવી અને દસ્તુરપ્રમાણે ખારેક વેહેંચવી. કદી કોઈ ખારેક વેહેંચે નહીં તો તેના પાસેથી તે બદલ નાનાં ગામોના મહાજને રૂપિઆ. ૨॥ અઢી લેવા અને મોટાં ગામોનાં મહાજને રૂપિયા ૫ પાંચ લેવા. ખારેક ન વહેંચે તો તે બદલ ઠરાવેલી બાબત પણ લીધાબાદ પરવાનગી આપવી. જે સક્ષ ખારેક વહેંચશે તેણે ઓછામાં ઓછું ખરચ સાગમટે ગોરણીનું કરવું.

૨. વરનાં માવતર તરફથી જાન જોડવાની તૈયારીમાં જાનમાં માણસ છેવટ પચીસથી પચાસ સુધોની હદ બાંધવામાં આવીછે. અને તેની સાથે એટલે જે માણુસ પચીસ લેઈ જાય તેના માટે ગાડા ૨ તથા ઘોડાં ૪ અને માણુસ ૫૦ પચાસ લેઈ જાય તેના માટે ગાડાં ૫ પાંચ ને ઘોડાં ૫ પાંચ એ પ્રમાણે લઈ જવા ઠરાવ કરેલો છે. અને તે સીવાય તેથી વધારે માણસ લઈ જવાનું કન્યાનો બાપ વધુ લઈ આવવાનું લખેતો લઈ જવાં તે પણ કન્યાના માવતર તરફથી લખ્યું હોય તો લઈ જવાં ઉપર કરેલા ઠરાવ વીરૂદ્ધ કોઈ વરતશે તો તેના પાસેથી તે કસુર બદલ મહાજનતરફથી રૂપિયા ૧૦ દસ લેવામાં આવશે. અને કન્યાનાં માવતરે લખ્યા સીવાય. વધારે માણુસો જાનમાં લાવશે તો તેના માટે જ-

ણુ પ્રતે રૂપિયા ૨ બે જાન લાવનાર આસામી પાસેથી લઈ દીકરીના માવતરને અપાવશે. માટે વધુ માણુસ જાનમાં લાવે તે બાબતમાં કન્યાના માવતરે કાંઈ અડચણ કે તકરાર ન કરતાં મહાજનને જાહેર કરવું એટલે બસ છે.

૩ જાન પરણુવાને દીવસે આવે ત્યારે સામૈયામાં બાઇડીઓએ ચાલીને જવું એ ઉત્તમ છે. પરંતુ જે ગામમાં જેવો ચાલ હોય તે પ્રમાણે વર્તવું પરંતુ વર બેઠીયુ લઈ વરને ચાંલ્લો કરવા આવે ત્યારે એક બ્રાહ્મણ તથા એક બાઈ માણુસ એમ બે જણાઓ વર પાસે અવી વરનું નાક નહીં તાણુતાં ફક્ત ચાંલ્લો કરવો તે વખતમા બંને તરફનાં મરદ માણુસે પાસે રહેવું નહીં. તેમ છતાં કોઈ વીરૂદ્ધ વરતશે તો વીરૂદ્ધ વરતનાર પાસેથી માજન રૂપિયા ૨ બે ગુનેહગારીના લેશે. અને વર તોરણુ જાય ત્યારે ચાલીને જવું અને ઘણુા માણુસોનો ધડધચો થાયછે તે થવા ન દેવો. તેમ છતાં વર અણુવરને કાંઈ હરકત કરશે તો તેના પાસેથી પણુ ઉપર પ્રમાણે ગુનેગારીના લેવામાં આવશે.

૪. કન્યાવીક્રય કરવો એ ઘણોજ ગેરવાજબી રીવાજછે. પરંતુ તે હાલ બંધ થઈ શકે તેમ નથી તેમજ સગપણુ કરતી વખતે હાંસડીની બાબત વરકન્યાના માવતરે સમજણ કર્યાની હદ તે પણુ બંધાતી નથી, અગર વીવાહને

માટે તો એમ ઠરાવ્યુંછે કે, વીવાહ વખતે કોઈ આશામી સામું નાળીએર આપેછે. તે વાત ઘણીજ બહેતરછે. ને કોઈ અસલના ધારા મુજબ રૂપિયા ૬૮ લીએછે, ને કોઇ માણુસ રૂપિયા ૧૭૦ લીએછે, પણ કોઇતો તેથી વધારે ઘણીજ રકમ લીએછે. તેની કાંઇ હદ નથી જેથી તેમાં વરનાં માવતરને ઘણીજ અડચણુ આવેછે. માટે તેની હદ બાંધવાની જરૂરછે, જેથી તેના માટે એમ ઠરાવવામાં આવે છે કે,સામા છુરાટાનાં કન્યાનાં માવતરે વધારેમાં વધારે રૂપિયા ૨૦૧ નસેહને એક લેવા તે સીવાય રાત પરણામણુમાં અટે બીજા વીવાહના વખતના દાદના નીચે મુજબ રૂપિયા ૫૦ લેવા અને વરના માવતરે તે પ્રમાણે દેવા તે નીચે પ્રમાણે.

રૂપિઓ ૧ વર બેઠીયામાં.
રૂપિઓ ૧ કંસારમાં.
રૂપિયા ૮ છાબમાં.
રૂપિયો ૧ વાણીના દાદનો.
રૂપિયો ૧ મામાટના દાદનો.
રૂપિયા ૨ ગાડે બેસવાના દાદના.
રૂપિયા ૪ કલવામાં.
રૂપિયા ૫ ખોળામાં.
રૂપિયા ૫ ચુંદડીને છેડે.
રૂપિયા ૨ કોથળીના.
રૂપિયા ૨૦ બે પરબના જો પરબ ન કરાં હોય તો.

---

રૂ૫૦)

ઉપર બતાવેલી રકમ સીવાય કોઇએ વધુ લેવું નહીં. તેમજ વરના બાપે વધુ દેવું નહીં. એમ ઠરાવુવામાં આવેછે. તે વિરૂધ કોઈ વરતશે તો વીરૂધ વર્તનાર આશામી પાસેથી

તે ગામનું માજન રૂપિયા ૫૦ ધરમાદામાં ગુનેગારીના લેશે અને કન્યાનો બાપ દુરબલ હાલતમાં હોય ને વરનાં માવતર તરફથી ચડેલું ઘરેણું ખાઈ જાય તો, આ કલમમાં સામા ઉફરાટાની જે રકમ ઠરાવીછે, એ કરતાં અર્ધ દીકરાના માવતરે દીકરીના માવતરને આપવી પછી ઘરેણા બાબત એક બીજાને લેવા દેવા નથી.

૫. છાબમાં વરણાનો સામાન લાવવો તે નીચે મુજબ.

ઘરચોલું નંગ ૧ કસુંબલ અથવા મધરાસીનું છેડાળું.

રેટો નંગ ૧ મધરાસીનો કોર છેડાળો.

સાડલો નંગ ૧ રેશમી છેડાળો.

સાડલો નંગ ૧ માંડવો ઓછાડનો સાદો.

ચરણીઆ નંગ ૨ અટલસના તેની કીંમત રૂ૧॥ થી બે સુધી ગજ એકના.

કમખા નંગ ૫ સમુરતાની બાબતમાં લખ્યા મુજબના.

પછેડી નંગ ૧ છેડાળી.

નાડી ૧ હીરની.

ખારેક શેર પંદર તથા ટોપરાના વાટકા નંગ ૮ તથા શ્રીફળ ચાર.

ડાબલીયું નંગ ૪ તથા પડા નંગ ૫ પાંચ. ચાલ્લા, નાડાં, મોડીઓ વીગેરે દસ્તુર પ્રમાણે લેવુંદેવું.

ઉપર પ્રમાણે હોય એટલે છાબ વધાવવામાં કાંઈ હરકત કરવી નહીં. અને અટકાયત કરશે તો તેના પાસેથી તે ગામનું મહાજન ધરમાદામાં ગુન્હેગારી બદલ રૂપૈયા

૫ પાંચ લેશે. ને છાબ વધાવવાની તુરત રજા આપ-વામાં આવશે. છાબ વધાવ્યા બાદ છાબમાં ઉપર મુજબ રૂપિઓ ૧ જે મુક્યો હશે, તેમાંથી રૂપિયો ૧ એક ત્રાંસમાં પાછો મુકવો.

૬ બીડાની ખારેક મણ ૨ બે કન્યાનાં માવતરે લેવી તે સીવાય વરઘોડામાં બીડાંની ખારેક લેવાય છે તે ન લેવી. પરંતુ વરનાં માવતર તરફથી ગામમાંથી વરઘોડામાં ગીત ગાવા બોલાવે તેઓને બીડાંની ખારેક આપે તો તેને પ્રતિબંધ નથી.

૭. તંબોળ છાંટવાની બાબતમાં વખતે ઘણીજ તકરાર થઈ પડે છે. તો તેને માટે એમ ઠરાવ્યું છે કે વરઘોડો ગામમાં ફરી વર તોરણ પોંખાવવા આવે ત્યારે વરવાળાને ચેતવણી અગાઉથી આપ્યા પછી ફક્ત કન્યાએજ તંબોળ છાંટવો તે વખતે બીજા કોઈ તંબોળ નાંખશે તો તેના પાસેથી તે ગામનું મહાજન રૂપિયા બે ધરમાદામાં ગુનેહગારીના લેશે. તંબોળ છાંટતી વખતે કોઈ તોફાન કરશે તો કરનાર સક્ષ પાસેથી ઉપર મુજબ ગુન્હેગારી લેવામાં આવશે.

૮ કન્યાદાન દેવાઈ રહ્યાં બાદ વર માયરે બેસે, ત્યારે ત્યાં બ્રાહ્મણ સીવાય કોઈ મરદ માણસે પાસે રહેવું નહીં. અને હાથેવાળામાં જે ખાનગી લેવદેવ થાયછે. તે બીલકુલ નહીં કરતાં હથેવાળાનો સંબંધ થઈ રહ્યાબાદ જે

ખાનગી લેવદેવ હોય તે જમાઇએ સાસુને ઘરમાં મોકલી દેવું. આ વખતે કોઈ મરદ જાતી કોઈ પાસે રહેશે અગર પાસે બેસશે તો તેના પાસેથી મહાજન તરફથી રૂપિયો ૧ા સવા લેવામાં આવશે.

૯ વરકન્યા ચોરીએ ચડે તે વખતે ફક્ત એક બ્રાહ્મણ ફેરા ફેરવનારેજ ત્યાં હાજર રહેવું. તે સીવાય બંને તરફના કોઈ પણ મરદ માણસે પરવાનગી સીવાય ત્યાં ન રહેવું. તેમ છતાં કોઈ રહેશે તો તેના પાસેથી દરેક માણુસ દીઠ મહાજન તરફથી રૂપિયો ૧ા સવા લેવામાં આવશે.

૧૦ ત્રીજે ખરચે કોથળીની બાબત લેવાય દેવાય છે તો તેમાં સોપારી શેર ૭ા સાડાસાત રોઠી તથા શે. ૩ાા વાંકડી તથા એલચી શે. ૦ા⌐ તથા લવીંગ શે. ૦ાા તથા લાણુની સોપારી શે. ૧૫ પંદર આ બધું પાકા તોલથી લેવુંદેવું, અને રોકડ રકમ ઉપર ઠરાવેલી છે. તે પ્રમાણે રૂપિયા ૨ બે લેવાદેવા અને તેજ દીવસે ભાણે બેસારતી વખતે કન્યાને જાન જમતી હોય ત્યાં તેડી લાવવા રીવાજ છે તે તદન બંધ કરવામાં આવે છે. ફક્ત કન્યાનાં માવતર તરફથી એક જણે ભાણામાં મુકવાની બાબત સાથે લેઈ ઘરમાં જઈ કન્યાના મોઢામાં ગોળની કાંકરી દેઈ રોકડ રકમ જે હોય તે કન્યાને સોંપી ચાલું આવવું. આ વખતની રોકડ રકમ તથા જુવારની

બાબતની રોકડ રકમ વરનાં માવતરને સીખ આપતી વખત પાછી દેવા રીવાજછે તે કાયમ રાખ્યો છે.

૧૧ વરનાં બાપને નિવેદના ખર્ચ બદલ કાંઈ રકમ લેવાનો રીવાજ છે, તે કાયમ રાખતાં તે ખર્ચ બદલ કન્યાના બાપે રૂપિયા ૨ાા અઢી આપવા તેથી ઓછું આપવું નહીં. ને વરનાં બાપે વધારે લેવું નહીં. તેમછતાં કોઈ વધારે લેશે દેશે તો તે પાછું અપાવતાં કસુર બદલ રૂપિયો ૧ાા સવા મહાજન ધરમાદામાં લેશે. માટે કોઇએ રૂપિયા ૨ાા થી વધારે લેવું દેવું નહીં.

૧૨ જાનમાં જે વળાવીયા તથા ગાડાવાળા હોય તે ત્રણ ટંક જમે છે. માટે તેને સવારમાં શીરામણી કરાવવી તેમાં ફક્ત દુધ, ભાત ને તેની સાથે ગળામણમાં ખાંડ આપવી.

૬ ચુડલો; પાનેતર અવશ્ય કન્યાનાં માવતરેજ કરવું જોઇએ માટે તે તેણેજ કરવું. તેમાં કેટલાક જુનો ચુડલો વાપરેછે. તે રીત વીરૂદ્ધ છે. માટે જુનો ચુડલો કોઇએ વાપરવો નહીં. પોતાની ખુશીમાં આવે તેટલી કીંમતનો પણ નવો ચુડલો ઉતરાવવો. અને પાનેતર રેશમી નવું કરવું. તેમાં કોઇ કસુર કરશે તો તેના પાસેથી મહાજન ધરમાદામાં ગુન્હેગારીના રૂપિયા ૫) લેતાં ચુડલો અથવા પાનેતર જુનું હશે તે નવું લેવરાવશે.

૭ દીકરીનું પેહેલું આણું વળાવવામાં વરનાં માવતર પા-

સેથી હેમ ગદી. ૬ છ લેવા રીવાજ છે. તે વધારે જણાય છે, માટે હવેથી હેમ ગદી. ૪ ચાર દીકરીનાં માવતરે લેવું. ને વરનાં માવતરે તેટલું આપવું. તેથી વધુ લેશે અગર દેશે ને તે વાત મહાજનના જાણવામાં આવશે તો વધારે લીધેલું હેમ પાછું અપાવતાં, જેની કસુર જોવામાં આવશે તેના પાસેથી મહાજન ધરમાદાના રૂપિયા ૧૦ દસ ગુન્હેગારી બદલ લેશે.

૮ દીકરીનું સગપણ એક વરસથી તે અગ્યાર વરસની ઉમર સુધીમાં અને દીકરીના વીવાહ તેર વરસની ઉમર થાય ત્યાં સુધીમાં દીકરીનાં માવતરે કરવાં એ ઉતમ વાત છે. માટે તે પ્રમાણે વર્તવું, તે ઉપરાંત છ માસની ઉમર વગર કારણે દીકરીનાં માવતર વધવા દેશે એમ મહાજનને માલમ પડશે તો તેના પાસેથી મહાજન ધરમાદામાં ગુનેહગારીના રૂપિયા ૨૫ પચીશ લેતાં તેને પરણાવી દેવાને માટે મહાજન તુરત ગોઠવણ કરશે. પરંતુ લંબાણ કરવાનું કાંઇ જરૂરી કારણ આવી પડેતો તે વાત મહાજનને જાહેર કરી જોઇતી મુદત માંગવી.

૯ હાલ જેનાં ઘરમાં ઉપર લખી ઉમરની તેમજ તેથી વધારે ઉમરની કન્યા હોય તેણે આ ધારો અમલમાં આવ્યા બાદ એક વરસની અંદર સગપણ કરી પરણાવી દેવી. તેમાં કોઇએ કસુર કે ગફલત કરવી નહી. કોઈ કસુર ગફલત કરશે તેની મુદત જોવાશે. તો તે કસુર બદલ તેના પાસેથી

કલમ આઠમાં બતાવેલો ઘરમાદો લેતાં તેની ગોઠવણ પણ કલમ આઠમાં લખ્યા મુજબ મહાજન કરવા મુખત્યાર છે.

૧૦ પેહેલું આણું દીકરીના માવતર તરફથી વળાવતી વખત દરજીનું શીવડામણ વરનાં માવતર તરફથી અપાવવા રીવાજ છે. તો તેના માટે ઠરાવ કરવામાં આવે છે કે દરજીએ શીવેલાં લુગડાં ઉપર સુરત રાખી સીવડાંમણ બદલ ઓછામાં ઓછા રૂપિયા ૪ ચાર અને વધુમાં વધુ રૂપિયા ૧૨ મહાજન અપાવશે તેથી વધુ દીકરીના માવતરે શીવડાવ્યું હશે તોપણ રૂપિયા ૧૨ બારથી વધુ રકમ અપાવવામાં આવશે નહીં. તેમ છતાં કોઈ વધુ લેશે દેશે તો લેનાર અગર આપનાર સક્ષ પાસેથી મહાજન ગુનેહગારીના રૂપિયા. ૨ બે લેશે અને વધુ અપાયેલી રકમ પાછી અપાવવામાં આવશે.

૧૧ પેહેલા આણા સીવાય બીજા કોઈ વખતના આણામાં દરજીના સીવાઈ વરના માવતર પાસેથી અપાવવાનો રીવાજ કેટલીક જગ્યોએ છે તે તદન બંધ કરવામાં આવે છે તેમ છતાં કોઈ લેશે તો તેના માટે કલમ ૧૦ મા લખ્યા મહાજન અમલ કરશે.

૧૨ માંડવેતર અને આઘરણીના અવસરના વખતમાં કેટલીક જગોએ કુંટુંબમાં રાંધેલી લાપસી વેહેંચવા રીવાજ છે. તે રીવાજ ઘણો આભડછેઠ વાળો માટે ગેરવ્યાજબીછે. તેથી તે તદન બંધ કરવામાં આવે છે. તેને બદલે કોઇને તે પ્રમાણે વેહેંચવું હોયતો તેણે ખાંડ વેહેંચવી. એ ઉતમ

છે. માટે તે પ્રમાણે સૌએ વર્તવું. તેથી વીરૂદ્ધ વર્તનાર પાસેથી રૂપિયો. ૧૧ સવા મહાજન ધરમાદાનો લેશે.

૧૩ વીવાહમાં જ્યાં જાન આવી હોય તે ગામ દેશી પરદેશી. બારોટ. વરના બાપ પાસે શીખ માગવા આવે છે, તે વખતે સીખમાં વધુઘટુના સબબથી તે લોકોની સાથે ઘણી ભાંજગડ થઈ પડેછે, માટે તે બારોટો આવે કે તુરત વરનાં બાપે જણુ દીઠ એક આનાથી તે બે આના સુધી સીખ આપવી અને તેથી ઓછું ન આપતાં વધુ આપવું એ મરજી ઉપર છે, પરંતુ તે લોકોને ફકત એકજ વખત માંડવા વાળાએજમાડવા.

૧૪ પજુસણ વીત્યા બાદ ભાદરવા સુદ ૫ છમછરી પડકમણું કરી ખમાવવાનો રીવાજ છે, તે ભાઇઓએ ભાઇઓમાં ખમાવવું. અને બાઇઓએ બાઇઓમાં ખમાવવું. એમ ઠરાવ્યું છે, માટે એ પ્રમાણે સહુએ વર્તવું. તેથી વીરૂદ્ધ કોઈ વર્તશે તો તે મરદ માણસ પાસેથી મહાજન રૂપિયો. ૧૧ સવા ધરમાદાનો લેશે. અને કોઈ વૃધ બાઇને કોઈ ભાઇઓ ખમાવવું હોય તો છેટેથી પગે લાગી ખમાવવું.

૧૫ આપણી જ્ઞાતીમાં કોઈ વખતે કોઈ ઠેકાણે ઉભનોરી કન્યા દીકરીના બાપ પરણાવી દીએ છે એ વાત ઘણીજ એબ લગાડે છે. જેથી તેને માટે એમ ઠરાવવામાં આવેછે કે.

૧ જેણે ઉભનોરી કન્યા પરણાવી હશે, તેના પાસેથી

રુપિયા. ૫૦૦ સુધી મહાજન ધરમાદામાં ગુનેહગારીના લેશે. અને પાંચ વરસ સુધી નાતથી દુર કરવામાં આવશે.

૨ સદરહુ કામમાં જે મદદગાર હશે તે સક્ષને નાતથી દુર વરસ ૨॥ અઢી રાખવામાં આવશે ને રૂપિયા. ૨૫૦ અઢીસેં સુધી મહાજન ધરમાદામાં ગુનેહગારીના લેશે.

૩ ઉભનોરી કન્યાને પરણુનાર ધણીને નાતથી વરસ. ૧૦ દસ સુધી દુર કરતાં રૂપિયા. ૧૦૦૦ સુધી મહાજન ગુનેહગારી લેશે.

૪ ઉપર જે ગુનેહગારીની રકમ ઠરાવી છે તે રકમ જે શખ્સ તુરત વસુલ નહીં આપે તો તે રકમ વસુલ કરતાં સુધી તેને નાતથી દુર રાખવામાં આવશે.

૫ ઉભનોરી કન્યા પ્રથમનું સગપણુ કરેલ છે, તે કહેવાય. માટે પ્રથમનું સગપણુ કરતી વખતે કન્યાનાં માવતરે વરનાં માવતર પાસેથી જે હાંસડીના રૂપિયા લીધા હશે તે વરના માવતરને કન્યાનાં માવતર પાસેથી વસુલ કરાવી આપવા. કન્યાંના માવતર તે નાણું તુરત વસુલ નહીં કરે તો ઉપર લખી પેટા કલમ ચોથીમાં લખ્યા પ્રમાણે અમલ કરવામાં આવશે.

૧૬ આપણી જ્ઞાતિમાં કોઈ સખ્સે આપણી દશા શ્રીમાળીની નાત સીવાઇ પોતાની દીકરીના વીવાહ બીજી જ્ઞાતિમાં વાણિયાની નાતમાંજ કરવા નહી એમ ઠરાવ્યું છે. તેમ

છતાં કોઈ તે પ્રમાણે કરશે તો કલમ ૧૫ માં બતાવેલી સજા કરવામાં આવશે.

૧૭ ઝાલાવાડના દશાશ્રીમાળી વાણિયા આપણી તરફથી કન્યા લેછે પણ દેતા નથી તેથી આપણી ગ્નાતીના કોઈએ ફેરી નદી ઉતાર એટલે ઝાલાવાડમાં દેવી નહીં. ને જો કોઈ દેશે તો તેના પાસેથી મહાજન ધરમાદાના ગુન્હેગારીના બદલ રૂપિયા. ૨૫૦ લેશે.

૧૮ પુનરવીવાહ કરવા એ ધણુંજ નઠારૂં કામ છે, માટે આપણી નાતમાં કોઈ પુનરવીવાહ કરશે, અથવા તે વાતમાં સામીલ રહેશે, અને એ વાતનો તપાસ કરતાં જેના ઉપર સાબીત થાશે, તે સક્ષને જન્મ પરીયંત સુધી એ પુરૂષ, સ્ત્રી, તથા સામીલ રહેનાર સખ્સને નાત બહાર કરવામાં આવશે.

૧૯ આપણી નાતમાં કેટલેક ઠેકાણે સમજુ ઓરતો અટકાવ પાળેછે. અને કેટલાક ઠેકાણે અણસમજણના લીધે અટકાવ પાળવો એ મોટું પ્રાયશ્ચીત ગણાય છે, માટે તમામ ઓરતોએ પુરા દીવસ ૩ ત્રણ અટકાવ બરાબર પાળવો. એમ ઠરાવ્યું છે માટે જે ઓરતો અટકાવ નહીં પાળે અથવા કોઈ ગડબડ કરશે તો પોતાના રહેવાના ગામમાં જે પ્રાયશ્ચીત્ત થતું હશે તે તેના શીર ઉપરછે. આ વાત તમામ ભાઇઓએ પુરી કાળજીથી લક્ષમાં લેઇ પોતાને ઘેર સખ્ત તાકીદ કરવી.

૨૦ મરી ગએલ માણુસના કારજમાં કેટલાક પ્રકારનો વધારો ઘટાડો થએલો માલમ પડતાં તેના માટે નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવેછે, માટે સહુએ તે પ્રમાણે વર્તવું.

૧ કારજ ઉપર આવવાને માટે મેંડ્રામાં જેનાં નામ હોય તેમણે આવવું એતો વ્યાજબીછે, પરંતુ તે સીવાય કાણુ કાઢનાર સક્ષ પોતાના કુટુંબ સીવાય લાગતા વળગતા નાતાદારો જે વગર લખાણે તેડી આવે છે. તે રીત ગેરવીરૂદ્ધ છે. માટે હવેથી મેલામાં નામ સીવાય તેમજ લગતા સંબંધ સીવાયનાં માણુસોને કાણુમાં સોંડાડવા રીવાજ રાખવો નહીં.

૨ કારજ ઉપર આવેલા મેમાનો જે આવે તે દીવસે રાત્રે મીઠાઇનું જમણ આપવું તે સીવાય બે ખરચ મીઠાઇનાં દીવસનાં ને બે ખરચ રાતનાં ભાત દાળનાં એમ પાંચ ખરચ આપવા રીવાજ રાખવો. નાનું મરણ હોય ને રોટલીનું કારજ હોય તોપણ સવારે રોટલી ને સાંજરે ફકત ભાત દાળ જમાડવાં રીવાજ રાખવો.

૩ કારજમાં વળાવિયા તથા ગાડાવાળાને દીવસમાં ત્રણુ ટંક જમાડવાં ઘણોજ ગેરવ્યાજબી બીગાડ થાયછે. માટે હવેથી ત્રણુ ટંક નહીં જમાડતાં તેઓને પણ નાતની હારે બે વખત જમાડવા રીવાજ રાખવો કારણ કે આંહી તે લોકોને મેહેનત કરવી પડતી નથી, તેથી તેઓને પણુ હરકત આવશે નહીં આ બાબત કારજ ઉપર કાણુ

કાઢી આવતલ આશામીએ તે લોકોને આગળથી સમજુતી આપવી.

૪ આવેલા મેમાનોને કારજવાળા તરફથી કેટલેક ઠેકાણે એકું ભાતું નાંખવામાં આવેછે, તો તે ઘણું ગેરવ્યાજબી છે. માટે હવેથી કોઇએ એકું ભાતું નાંખવું નહીં.

૫ કારજ ઉપર આવેલા મેમાનોને ગામ વાળા તરફથી ભાતું નાંખવા રીવાજ છે તો તેને માંટે એમ ઠરાવવામાં આવેછે કે, જેને ઘેર કારજ હોય તેના લગતા કુંટુંબવાળા એજ કારજવાળાને ઘેર ભાતાં ભરાતી વખતે ભાતું નાંખવું તે સીવાય બીજા કોઈ ગામવાળાઓ બીલ કુલ ભાતું નાંખવા રીવાજ રાખવો નહીં.

૬ ઉપર આાવેલા મેમાનોમાં મરદ માણુસોએ બાઇડિયો સાથે રોઈ મળવાનો રીવાજ રાખેછે. તે ગેરવ્યાજબી છે માટે તે રીવાજ હવેથી બંધ કરવામાં આવેછે. ફક્ત મોઢેથી ખરખરો કરવો.

૭ મૈયત માણુસને ઘેર પાછલી રાત્રે કેટલીક બાઇઓ મોં ઢાંકે છે, તો હવેથી તે ચાલ બંધ કરવામાં આવેછે, માટે કોઇએ તે પ્રમાણે ન કરવું.

૮ કારજમાં મોળીયું, મોંઢકણું આપવાનો નકી નીયમ રહ્યો નથી, જેથી તેના માટે એમ ઠરાવ્યું છે કે, એક રસોડે જમનાર કુંટુંબનાં વેવાઈ તરફથી તેમજ એક બાપના દીકરા કદી નોખા હોય તો પણ તેઓ તેઓના

વેવાઈ તરફથી મોળીયું મોંઢકણું આવે તે લેવું તેમજ વેવાઈઓએ પણ તેમજ કરવું તે સીવાયના કુંટુંબને મોળીયું મોંઢકણું કરવું નહીં. તેમ કારજવાળાએ લેવું પણ નહીં.

૨૧ વીવાહમાં તેમજ કારજમાં જે ગાડાં આવેછે, તેના બળદને ખાણુ નીરણુને માટે વખતો વખત તકરારો થાયછે એમ માલુમ પડતાં એમ ઠરાવ્યું છે કે, ઘાસ નીરણુ આપવામાં કોઇ તકરાર કે ઓછું અદકું કરેતો દરેક બળદની જોડ દીઠ રૂપિયો ૦ાા અરધો દીવસના પ્રમાણે મજરે આપવું. આ બાબતમાં મેમાન થઈ આવતલ સક્ષે ગાડા વાળા સાથે અગાઉથી સમજણુ કરવાની છે.

૨૨ મેમાનોને જમાડતી વખતે સારથીઆઓએ બધાં લુંગડાં પહરી ન રાખતાં ફક્ત એક ફાળીયું પેરવું ને એક લુગડું બીજું પાસે રાખવું અગર માથે વીંટવું તેથી વધારે લુંગડાં ન રાખવાં. તેમજ જમવા બેસનાર મેમાનોએ જમવા બેસતી વખત એક ધોતીયું પેહેરવું. એ બાત સુઘડતાઈની છે માટે કોઈએ ભુલવું નહીં.

૨૩ કારજમાં શ્રીમાળી બ્રાહ્મણોને દક્ષણા શું આપવી તેનો નકી નીયમ નથી. માટે વખતો વખત બ્રાહ્મણો સાથે બહુજ ભાંજગડ થાયછે, માટે તે બાબતમાં એમ ઠરાવ્યું છે કે.

પકવાનનું જમણુ હોયતો દરેક બ્રાહ્મણુને પાકો સીધો ગોળનો તેમાં આટો શેર ૧ એક તથા દાળ શે. ૦ા પા તથા ખીચડી શે. ૦ાઽ તથા ઘી શે. ૦ાઽ તથા ગોળ

શે. ૦। પા આપવો, અથવા જો સીધો ન આપવો હોય તો રૂપિયો ૦। પા જનોઈબંધ બ્રાહ્મણને આપવો. અને લાડવાનું ખરચ હોયતો ગોળને બદલે ખાંડની સાથે ઉપર પ્રમાણે સીધો આપવો. ને તે સીવાય દક્ષણાનો રૂપિયો ૦॥ અરધો આપવો. સીધો ન આપવો હોય તો રૂપિયો ૦॥। એ પ્રમાણે આપવું. અને લાડવાની સાથે બીજી કોઈ મીઠાઈ કરી હોયતો સીધા સીવાય દક્ષણાનો રૂપિયો ૦॥। પોણો આપવો અને સીધો ન દેતો રૂપિયો ૧ એક આપવો તેથી ઓછી રકમ કોઈએ ન આપવી ને વધુ આપવું હોયતો તેની મરજી ઉપર છે.

૨૪ વરાવેલી કન્યાનો વર ગુજરી જાય, ત્યાર પછી તેને વરનાં માવતર તરફથી ચડાવેલું ઘરેણું તુરત દીકરીના માવતરે દીકરાનાં માવતરને સોંપી દેવું. અને હાંસડીના રૂપિયા લીધા હોયતો જેટલા રૂપિયા લીધા હોય તેમાંથી $\frac{3}{4}$ એટલે ત્રણ ભાગ વરનાં માવતરને તુરત પાછા આપી દેવા. ને $\frac{1}{4}$ એટલે ચોથ ભાગ નાકચોટી બદલ દીકરીનાં માવતરને રહેશે જેનું સગપણ ચાંદલાથી થયું હોય અને તેના ઘરેણાંમાં નથ ચડી હોયતો તે નથદીકરીના માવતરને નાકચોટી બદલ રાખવી ને જો નથ ન ચડી હોયતો તે બદલ રૂપિયા ૧૦) દશ દીકરાના માવતરે દીકરીના માવતરને આપવા. આ બધી વાત એક બીજાએ ઘરમેળે સમજવાની છે તેમ છતાં કાંઈ તકરાર આવે તો તેનો નીકાલ ઉપર મુજબ મહાજન કરી આપશે. અને તે નીકાલ બદલ ધરમાદાના દર

સેંકડે રૂપિયા ૫ પાંચ તે ગામનું મહાજન લેશે. કદી દીકરીના માવતરે ઉપર પ્રમાણે વર્તવા કસુર કરી હશે તો તે પ્રમાણેજ વર્તવા મહાજન તરફથી તેને ફરજ પાડતાં રૂપિયા ૨૫ પચીસ ગુનેહગારીના મહાજન ધરમાદાના લેશે. હાંસડીના ભાગની રકમ જે પાછી આપવાની છે. તે દીકરીના બાપે તુરત ન અપાય તો ફરી વેશવાળ કરયા પછી તુરત આપવો તેમાં કસુર થએથી ઉપર પ્રમાણે અમલ થશે.

૨૫ વરાવેલી કન્યા ગુજરી જાયતો તેને વરનાં માવતર તરફથી જે ઘરેણું ચડાવેલું હોય તે તમામ કન્યાનાં માવતરે વરનાં માવતરને તુરતા તુરતજ પાછું સોંપી દેવું. તેમાં કાંઈ પણ બાબતનો તકરાર કરવો નહીં. અને કસુર કરશે તો તેના પાસેથી મહાજન ધરમાદાના રૂપિયા ૨૫ લેતાં તેને ફરજ પાડી ઘરેણું પાછું તુરત સોંપાવશે. અને એ વેશવાળ કરતાં વરનાં માવતર તરફથી હાંસડીની જે રકમ આપી હશે તે રદ સમજવી. એટલે હાંસડીની રકમમાંથી કાંઈ પાછું મેલશે નહીં.

૨૬ પરણેલી કન્યા ગુજરી જાય, અને તેનાં દીકરીનાં માવતર તરફથી કરેલ કરિયાવર પાછો લેવો તે બાબતમાં ઘણી જગોએ મોટી તકરારો ઉત્પન થાયછે. તેથી તે બાબતમાં નીચે પ્રમાણે ઠરાવ કરવામાં આવ્યોછે, માટે તે મુજબ સૌને વર્તવું.

૧ દીકરીને કરિયાવરમાં ગમે તેટલી કીંમતનાં લુગડાં, ઢોલીયો, ગાદલું, પેટી, પટારા વીગેરે સોના રૂપાના દ-

ગીના સીવાય જે જણુસો કરેલી હોય તે દીકરીનાં માવતરે પાછાં ન લેવાં. તે તમામ સામાન જમાઇનેજ રહેવાનો. અને જે સોના રૂપાના દાગીના કરચા હોય તે આણું વળાવાની તારીખથી પાંચ વરસની મુદત સુધીમાં દીકરી ગુજરી જાયતો તે દાગીના દીકરાના માવતરે દીકરીના માવતરને વગર હરકતે પાછા આપવા. પાંચ વરસની મુદત વીત્યાબાદ દીકરી ગુજરી જાય તો પછી એ દાગીના ઉપર પણ દીકરીના માવતરનો હક નથી. અને જમાઇનેજ રહ્યો એમ ઠરાવવામાં આવે છે. પરંતુ પાંચ વરસની અંદર ગુજરી જનાર બાઇને કાંઈ છોરૂં નાની ઉમરનું હોયતો એ દાગીના તથા જણુસો ઉપર તે છોરૂનો હક છે. માટે તે છોરૂ ઉમર લાયક થતાં સુધી તે જણુશ તથા દાગીના બંદોબસ્તમાં રાખવા પરંતુ તે છોરૂ બાઇના ગુજરી જવાથી પાંચ વરસની અંદર ગુજરી જાય તો દાગીના દીકરીના માવતરને પાછા આપવા જોઈએ. આ વાત બંને વેવાઈઓએ ઘરમેળે સમજવાની છે તેમ છતાં કોઈ તકરાર આવેતો તેનો નિકાલ ઉપર મુજબ જ્યાં બનાવ બન્યો હોય ત્યાં તે ગામનું મહાજન કરી આપે તેમ છતાં કોઈ શક્ષ ગેરવ્યાજબી તકરાર કરશે તો તેના પાસેથી મહાજન ઘરમાદામાં ગુન્હેગારીના રૂપિયા ૨૫ લેતાં આ કલમમાં લખ્યા પ્રમાણે વર્તવાની ફરજ પાડશે.

૨૭ પરણેલી કન્યા પોતાના સાસરામાંથી ઘરેણાં સાથે

પોતાને માવતર આવી હોય તેમાં કોઈ વખત પોતાના માવતરને ઘેર ગુજરી જાયતો તેને માટે વખતે ઘણીજ તકરાર ને અડચણ આવેછે જેથી તે બાબત નીચે મુજબ ઠરાવ્યુંછે.

૧ માવતરને ઘેર ગુજરી જનાર બાઈનું કારજ તેના સાસરાને ઘેર કરવું. પરંતુ માવતરને ઘેર ગુજરી ગઈ જેથી કાંધિયાના કાંધ ધોવા જોઇએ. જેથી તે બદલ દીકરીના બાપને તેના સાસરા પાસેથી રૂપિયા ૨૫ પચીશ આપવા.

૨ એ ગુજરી જનાર બાઈ પોતાના સાસરાનું ઘરેણું તથા કપડું જે લઈ આવી હોય તે તમામ દીકરીના બાપે તેના સાસરાને તુરતજ પાછું સોંપવું તેમાં કાંઈ પણ રોકત ન કરવી. તેમ છતાં કોઈ શક્ષ કરશે અથવા કલમમાં લખ્યા નીયમ વીરૂદ્ધ કોઈ વર્તશે તો તેના પાસેથી મહાજન ધરમાદામાં ગુનેહગારીના રૂપિયા ૧૦ દશ લેતાં ઉપર પ્રમાણે ફરજ પાડી વર્તાવશે.

ઉપર પ્રમાણે બગસરા, અમરેલી, કુંડલા, અને ધારઈના દશાશ્રીમાળી વાણિયાની જ્ઞાતિનું મહાજન એકમત થઈ ધારા ઘડવામાં આવ્યા છે, માટે તે પ્રમાણે તમામોએ વર્તવું તેમાં કોઇએ કસુર કે ગફલત કરવી નહીં. અને કરશેતો ધારામાં ફરમાવ્યા પ્રમાણે ગુન્હેગારીની રકમ મહાજન તરફથી લેવામાં આવશે.

ઉભનોરી કન્યા બાબત જે ૧ ગુનેહગારીની રકમ ઠરાવી તે રકમ જે શેહેરમાં ગુન્હો બન્યો હોય તે ગામનું મહાજન

લીએ, અને એ ગુન્હો કોઈ નાના ગામમાં બન્યો હોયતો તે ગામનું મહાજન જે શેહેરના મતમાં વર્તતું હોય તે શેહેરનું મહાજન લીએ એમ ઠરાવ કરવામાં આવે છે.

આ ઠરાવ અમરેલી, કુંડલા, અને ધારીના મહાજનોનો મત મેળવી અભીપ્રાય લેઈ બગસરાના મહાજને ઘડી બાહાર પાડયો છે. માટે આ નીચે બગસરાના, અમરેલી, કુંડલા, અને ધારીના, મહાજનોના આગેવાનોની સહી લેવી. સહીઓ લીધા બાદ આ ધારો છપાવી તમામ દેશવરમાં મોકલવો, એટલે બીજા શેહેરો તથા ગામોના મહાજનોને તે પ્રમાણે બંદોબસ્ત કરવા વીચાર થયા વીના રહેશે નહીં. એમ સંપુર્ણ ભરૂસો છે.

એજ મીતી સંવત ૧૯૪૪ ના મહા સુદ ૧ શનીવાર. મુ. બગસરા. સુધારી સાફ લખનાર મા. ઝવેરચંદ કાળીદાસ ઘેલાણી* * * તથાસ્તુ *

૧ મેઘાણી. રામભાઈ શ્રીપાળની સહી દા. લખમીચંદ રામભાઈ.

૧ મેઘાણી પ્રેમજી ધનજીની સહી દા. જેચંદ પ્રેમજી.

૧ મેઘાણી. અંદરજી ધનજીની સહી દા. બેચર અંદરજી.

૧ મા. ગોપાળજી જેઠાની સહી દા. જેચંદ ગોપાળજી.

૧ મા. મકન નારણજીની સહી દા. પોતાના.

૧ પા. મુળજી ઝીણાની સહી દા. પા. મુળજી.

૧ મા. નારણજી મકાની સહી દા. મા. પાનાચંદ.

૧ મા. મુળચંદ મકાની સહી દા. મા. પાનાચંદ.

૧ મા. જીવા ઓધવજીની સહી દા. પોતાના.

૧ મા. મુળજી હંશરાજની સહી દા. કપુરચંદ મુળજી

૧ મા. જીવા મુગજીની સહી દા. પોતાના.

૧ મા. ઓધવજી મોનજીની સહી દા. પાનાચંદ ડાહ્યા.

૧ શે. નીમચંદ કલ્યાણજીની સહી દા. નંદલાલ.

૧ દવેયા ગોપાળજી ભોઘાની સહી દા. ગાંગજી.

૧ મા નેણસી ખેતસીની સહી દા. કાળા નેણસી.

## શ્રીઅમરેલીના મહાજનો તરફથી લખાઇ આવેલુ તે.

### લગ્નના ઠરાવમાં નીચે મુજબ ફેરફાર કરવાનો તેની યાદ.

૧ ઉભનારી કન્યા પરણાવનારના પાસેથી રૂપિયા. ૫૦૦ દંડ લેવો. ને પાંચ વરસ ન્યાત બાહાર રાખવો એમ ઠરાયું છે. તેને બદલે રૂપિયા ૧૦૦૦ દંડ તથા દસ વરસ ન્યાત બાહાર રાખવો જોઇએ. કારણ જે કૃત્ય થવાનું તે તેના થકીજ થવાનું માટે તેને સખ્ત સજાની જરૂર છે—પરણનારને માટે જે ઠરાવ છે તે બરાબર છે પણ પરણનાર ઘણું કરી ગુજરાત વીગેરે પરદેશનો વતની હોવાનો સંભવ છે તેથી આ ઠરાવ પ્રમાણે અમલ આપણે કરી શકવાનો સંભવ થોડો છે. સબબ. પરણાવનારને વધારે સજાની જરૂર છે.—સીવાય કન્યાની સગાઈ કરી ને જે હાંસડીના રૂપિયા. પ્રથમના વરના માવતર પાસેથી લીધા હોય તે પાછા અપાવવા લખ્યું છે તેના સાથે ચડાવેલું ઘરેણું પણ અપાવવું.

૨ કારજમાં જે બ્રાહ્મણોને આપવાનો ઠરાવ કરેલો છે તેમાં ગોળનાં કારજે ઠરાવ સીધાનો છે તે બરાબર છે ને ખાંડનાં કારજે સીધો તથા રૂપિયો ॥ ઠરાવ્યોછે. ત્યાં સીધો તથા રૂપિયો ૦। ને વગર સીધે રૂપિયો. ॥ અરધો એ પ્રમાણે આપવું. વધારે ને માટે ખુશી ઉપર આધાર છે.

૩ આ ઠરાવ અમલમાં આવતાંના દરમીયાંન થએલાં વેશવાળ. માટે જો કદાપી વેશવાળ થતી વખતે (લગ્ન કરતી વખતે) જે લેવાદેવાનો. દસ્તાવેજથી ઠરાવ થયેલો હશે. તેને આ ઠરાવથી પ્રતિબંધ નથી.

એ પ્રમાણે ફેરફાર ઉપરના એકંદર ઠરાવને જોડી. અમો અમારીજી સહીઓ કરીએ છીએ. તારીખ ૧૮-૧-૮૮ ઈ-સ્વી મહા સુદી ૫ સંવત ૧૯૪૪.

૧ મેતાહેમરાજ વસરામની સહી દા.વીરચંદ ધનજી શ્રીઅમરેલી
૧ મેતા લાલા અમરસીની સહી દા. રૂપસી ઉકા.
૧ ગોસળીયા ત્રીકમ દેવકરણની સહી દા. સુંદરજી.
૧ દોશી મોનજી ઠાકરસી સહી દા. જગજીવન મોનજી.
૧ ઉચાટ દામા ચાંપસી સહી દા. કલ્યાણજી શીરાજ.
૧ મેતા રૂગનાથ કરશનજી સહી દા. કાનજી.

## શ્રી કુંડલાના મહાજનો તરફથી લખાઈ આવેલું તે.

કુંડલાના મહાજનોએ ભેલા થઈ આ કાયદાનો અમલ

સંવત ૧૯૪૪ ના મહા સુદી ૯ રવીવારથી કરવો ઠરાવો છે માટે સરવેએ તે પ્રમમાણે વર્તિ આ નીચે સરવે આગેવાનોએ સહી કરવી એજ તારીખ ૨૨-૧-૮૮.

૧ મેતા લવજી વીરાણી સહી દા. રાજપાળ નથુ.

૧ દોશી હેમસીરામની સહી દા. સોમજી સુંદરજી.

૧ શેઠ ત્રીકમ રણછોડ સહી દા. ગોપાળજી બદાણી.

૧ લખાણી રાઘવજી મેઘજી સહી દા. ઓધવજી લવજી.

૧ મેતા તેજા સુરચંદની સહી દા. અમરસી દેવકરણ.

૧ મેતા રાઘવજી ઘેલાની સહી દા. મેતા ખેચર રાઘવજી.

૧ મેતા કુરજી ચાંપસી સહી દા. લાલજી.

૧ મેતા પ્રાગજી નારણુની સહી દા. ગાંધી અમરચંદ ઝીણા.

## શ્રી ધારઈના મહાજનો તરફથી લખાઈ આવેલું તે.

ધારઈના મહાજન શ્રીમાળી આ કાયદાનો અમલ સંવત ૧૯૪૪ ના મહા સુદ ૧૧ વાર ભોમવારથી કરવાને ઠરાવેલ છે. માટે સરવેઓને તે પ્રમાણે વર્તવું. આ નીચે સરવે આગેવાને સહી કરવી તારીખ ૨૪ જાનેવારી સને ૧૮૮૮ ના.

૧ મા. કશીઆ ચાંપસીની સહી દા. વેલજી જીવા,

૧ મા. રામ મેઘની સહી દા. ખોડા કરશનજી.

૧ મા. દેવશી વશરામ સહી દા. લખમીચંદ દેવશી.

૧ રૂપાણી વશરામ દેવરાજની સહી દા. નાનજી વશરામ.

૧ મા. જેઠા કુરજીની સહી દા. ધરમસી હેમચંદ.

સંપુર્ણ.